# સીતા સ્વયંવર

## તુલસીસુતકૃત

જુદાં જુદાં ધોળના રાગમાં. ધોળ ૧૭ નો.

જુની પ્રત ઉપરથી, સુધારી છપાવા આપનાર
ત્રિભોવનદાસ અમથાલાલ મેહેતા. રેહેવાસી
મોજે તોરણા તાલુકે કપડવણજના ગામના
ને મોડાસા મ્યુનીસીપાલીટીના સેક્રેટરી.


છપાવી પ્રસીદ્ધ કરનાર.
શા. પ્રેમચંદ હઠીસંગ—ચોપડીઓ વેચનાર.
ઠે. રીચીરોડપર પતાસાનીપોળ—અમદાવાદ.

અમદાવાદ મધ્યે
કંદોઇનીવાડીના મેડા ઉપર ધી. ચંદ્રપ્રકાશ પ્રીન્ટિંગ પ્રેસમાં
શા. કેશવલાલ ગુલાબચંદે પોતાના પ્રેસમાં છાપી.

સંવત ૧૯૫૭ સને ૧૯૦૧

# સીતા સ્વયંવર.

## ધોળ ૧ લું.

આવી આવી જાદવ કુળનીરે જાનરે. એ રાગ.

સવસ્તિ શ્રી અવધપુર ઉત્તમ ગામરે.
આનંદ મંગળ દસરથ રાયને ધામરે. ॥ ૧ ॥
પ્રગટયા પ્રભુજી સરવેને સુખદેવારે,
ભવમાં ભુલ્યા તે શું જાણે એવારે. ॥ ૨ ॥
લોક થોક સહુ મોહ્યા રૂપ નિહાળીરે.
રાત્ય દીવશ ત્યાં ભાણ રહ્યા છે ભાળીરે. ॥ ૩ ॥
આનંદ શોભા ઈંદુથી અતી લેખીરે,
નાથ રતીનો લજવી પામ્યો દેખીરે. ॥ ૪ ॥
વિશ્વામિત્રે યજ્ઞતણું દુખ જાણીરે,
જાચ્યા રઘુવર હરિનર દેહને નાંણીરે. ॥ ૫ ॥
માત પિતાએ સંપ્યા હેતે હાથેરે,
રામ લક્ષ્મણ બેહુ ચાલ્યા મુનિવર સાથેરે. ॥ ૬ ॥
અસુર તાડિકા સુબાહુ સંહારીરે,
પાદપરાગે ગૌતમ અબળા તારીરે. ॥ ૭ ॥
મિથિલાપુરમાં મહાજગ માંડયો હોવારે,
તુલસી સુતનો સ્વામિ આવ્યા જોવારે. ॥ ૮ ॥

## ધોળ ૨ જુ. રાગ ઉપરનો.

જનકપુરીની નરનારી સહુ મોહીરે,
આજો બેહુની ઉત્તમ જોડી કોઇરે. ॥ ૧ ॥
કમર કેસરી હંસ બચ્ચાંની ચાલરે,
નયનદિર્ઘને ચંદન ચરચ્યાં ભાલરે. ॥ ૨ ॥
શામ પુરૂષ તે સીયા સમોવડ સોહિંયેરે,
આ જુગ માંહે અવર ન બીજો કોયરે ॥ ૩ ॥
શુ કરીએ બાઇ જનકરાયને ટેકરે
વેરણ વિધાતાએ અવળા લખિયા લેખરે ॥ ૪ ॥
બીજે દહાડે બાગ ગયા સુભકારીરે
ગૌરી પુજવા આવ્યાં જનક કુમારીરે ॥ ૫ ॥
ઘુંઘટ ગોટમાં ગોર શાંમળે જોઇરે
નેન ચકોરી મુખ ચંદ્રાને મોહીરે ॥ ૬ ॥
શિવ ભામા હું માગુછું તમ પાસેરે
મારા મનની પુરણ કરજયો આશરે ॥ ૭ ॥
એમ કરીને સર્વે આવ્યા ઘેરરે
તુલસી સુતનો સ્વામી જાણે પેરરે ॥ ૮ ॥

## ધોળ ૩ જું ઢાળ ફેર

ત્રાંબાકુંડી તે નગર સોહામણી—એ રાગ.

સખી જનકપુરી છબી જોઇને
મ્હોટા મોહ્યારે કોઈ સુરીનર શેષ, જનકપુર વાજાંરે વાગીયા
જોવા ધનુષ જગતનેરે કારણે ત્યાંહાં આવ્યારે બહુ ભુપ નરેશ
જનકપુર વાજાંરે વાગીયાં ॥ ૧ ॥
ત્યાં દશરથ કુંવર બોલાવીઆ રાએ દીધુંરે ઘણું આદરમાન

જનકપુર વાજા'રે વાગીયાં
એક સિંહાસન અતિ શાભતું તેપર સોહીયેરે, તન ભીનોનવ
જનકપુર વાજા'રે વાગીયા ॥ ૨ ॥
જેમ કોટિ કોટિ આગીઆ મળે, તેમ ઠયેરે જેમ સુરજ શાંમ,
જનકપુર વાજા'રે વાગીયાં
નૃપઅગણિત તારા ઉદે થયા, તેમાં સસીપરરે સોહીએ કોટીક કામ,
જનકપુરવાજા'રે વાગીયાં ॥ ૩ ॥
જેણે રામ રૂપના ઓળખ્યું, મેલી ચાલ્યારે સહુ મન તણી આશા.
જનકપુર વાજા'રે વાગીયાં
એવી સુંદિર શાભારે જોઇને, ગુણ ગાયરે નીત્ય તુલસીનાદાસ,
જનકપુર વાજા'રે વાગીયાં ॥ ૪ ॥

## ઘોળ ૪ થુ. રાગ ઉપરનો.

પછે જનેકલલી સંગ લેઇને, આવી અબળારે
ત્યાંહાં અનંત અપાર, જનકપુર નગર સોહામણું.
નારી પરસ પરસ વાતો કરે, જ્યારે નિરખ્યોરે પ્રભુ
પ્રાણ આધાર, જનકપુર નગર સોહામણું. ॥ ૧ ॥
અલીઆવર સરસ સોહામણો, જોડી સોહેરે
સીતારામની જોર, જનકપુર નગર સોહામણું
પછિ એક સખી એવું ઉચરી, કુંવર કોમળરે
સિવ ચાપકઠોર. જનકપુર નગર સોહામણું ॥ ૨ ॥
જોઇ રઘુવર રૂપ ભુલાં પડયાં, આવી ઉભાંરે સહુ
દેવ વિમાન. જનકપુર નગર સોહામણું
એવો આનંદ ઓચ્છવ જોઇને ઘુંરે ગડગડયાંરે
અતિ મગન નિશાન. જનકપુર નગર ॥ ૩ ॥

કરજોડી કરે સહુ વીનતી વીધી રાખજયોરે
અમો રંકનાં માન. જનકપુર નગર સોહામણું
સ્વામી તુલસી સુતનો જો વરે, ત્યારે પામીએરે
અમે અવિચળ દાન. જનકપુર નગર સોહામણું ॥ ૪ ॥

## ઘોળ ૫ મું ઢાળફેર.

જનકરાયના મંડપ મધ્યે, ત્રંબક મેહેલ્યું શીવનુંરે
રાવણ સરખો હારી નાઠયો, શુ ચાલે ત્યાં જીવનુંરે ॥ ૧ ॥
મહા મહિપતતો ક્રોધ કરીને, ઉઠે છે સમ ખાઇરે
જોર જણાવે જુગત્યે ઝાઝા, સનમુખ આવે ધાઇરે ॥ ૨ ॥
રાજ બીજતે મહા અભીમાની, સાથે ઉઠયા સર્વેરે
હાલ્યું નહિં તે હારી બેઠા, મેલી મનનો ગર્વરે ॥ ૩ ॥
જનકરાયને ઝાળા લાગી, ઉઠયા સહુને જોઈરે.
આ જગતમાં ક્ષત્રી રાંડે, જનમ્યો નથી કોઇરે ॥ ૪ ॥
રીસ કરીને લક્ષ્મણ કહે છે, રાજા એ શી વાણીરે
આ અવની ને ધનુષ એહેનું, સર્વે બોળું પાણીરે ॥ ૫ ॥
આભા મંડળ ફોડી નાંખું, કાચા કુંભ જેવુંરે
બાળ ચઢાવે કમળ નાળને, મારે મન છે એહેવુંરે ॥ ૬ ॥
રામાનુંજને શ્રી રાઘવજીએ, સાંન કરી છે છાનીરે
તુલસી સુતના સ્વામી કરી, મુરજાદા તહાં માનીરે ॥ ૭ ॥

## ઘોળ ૬ ઠું. રાગ ઉપરનો.

ચિત્ર લખ્યા શા દીઠા સરવે, જનકપુરીના લોકેરે
પ્રાણ પતીએ જાણ્યું મનમાં, મ્હાં મ્માયાને શોકરે ॥ ૧ ॥
વિશ્વામિત્રે આજ્ઞા આપી, ઉઠયા રઘુપતી રાયરે
ક્રોધ કરી જાયમ કરીવર સામો, બાળ કેસરી જાયરે ॥ ૨ ॥

પુરવાસી કહે શીવશીવાજી, કરજ્યો હમારી સહાયરે
ગણપતિજી ગુણના સાગર, કોડંડકુળ થાયરે ॥ ૩ ॥
બાળ દડાની પેઠયે પ્રભુજીએ, આપજ લીધું હાથરે
સર્વે જોતાં ખેંચે તાણું, અવધ પુરીનો નાથરે ॥ ૪ ॥
જયમ ગજરાજા ઈક્ષુ તોડે, તેવા કીધા ટુકરે
દુષ્ટ હતા તે ઉઠી નાઠયા, હરિજન પામ્યા સુખરે ॥ ૫ ॥
ટંકારામાં રવીના રથના, ઘોડા મારગ ભુલ્યારે
જોગેશ્વરની તાળી છુટી, ધ્યાન ભજનથી ડુલ્યારે ॥ ૬ ॥
વરાહકુરમ શેષ સરોખા, ફાળ પડી છે તેહનેરે
સોર કરીને ડિંગજ ડોલ્યા, ધીરજ ના રહી કેનેરે ॥ ૭ ॥
જનક કુમારિએ હેત કરીને, પેહેરાવી જય માળરે
તુલસી સુતના સ્વામી સામું, જયમ નિખે મૃગ બાળરે ॥ ૮ ॥

## ધોળ ૭ મું. ઢાળ ફેર.

આવી આવી જાદવ કુળની જાન્યરે. એ રાગ.

રામ સીયાને જોતા દેવ રૂષિ રાયરે
જયજય ધ્રુની ગગન મંડળમાં થાયરે. ॥૧॥
ઇંદ્રાદિક કલ્પ વૃક્ષનાં ફુલરે;
હાર કરીને વૃષ્ટી કરેછે અમુલ્યરે. ॥૨॥
નભવિ માને કિંન્નર ગુણીજન ગાયરે;
ભેરી ભુંગળ શોભા કહી નવ જાયરે ॥૩॥
રીશ કરીને ફરશુ રામ તહાં અડીઆરે
ઇશ ઓળખી આવી પાયે પડીઆરે ॥૪॥
જનકલલીને આનંદ વાધ્યો અંગરે
સાહેલી સૌ મંગળ ગાતી ઉમંગરે ॥૫॥
રાજા રાણી હરખ્યા મન અપારરે
જયારે નિરખ્યાં વિશ્વનાથ કીરતારરે ॥૬॥

ગીત મધુરાં ગાતી સરવે રામારે
જનક ભોવનમાં આવી ઉમંગી શામારે ॥૭॥
મુનિવર સંગે રઘુવર સોહીએ ધામરે
સ્વસ્તિ શ્રી અવધપુર ઉત્તમ ગામરે ॥૮॥
કંકોતરીઓ લખી છે નીજ હાથરે
જાન લેઇને અહી આવજો જુગ તાતરે ॥૯॥
ગજ તોરીને સુખ પામ્યો રથ સારરે
તુલસી સુતના સ્વામીના સંગી અપારરે ॥૧૦॥

## ધોળ ૮ મું. રાગ ઉપરનો.

સર્વ લોકની શોભા દસરથ દ્વારરે
મણિ મંડપમાં મોતીડાંની હારરે ॥૧॥
કામ ચિતારો બ્રહ્મા કરની કરણીરે
શ્રુતી સારદા શોભાકથમ કહે વરણીરે ॥૨॥
ભર્ત શત્રુ હજી અવર સખાની સંગરે
પવન વેગી સૌ બેઠા છે તોરંગરે ॥૩॥
ઝાંઝ ઝાલરી શંખ તાલ બહુ વાજેરે
ગજ ઘંટાનો નાદ ગગનમાં ગાજેરે ॥૪॥
ચાલી ચાલી રઘુકુળ કેરી જાનરે
સામૈયાં લઈ આવ્યા છે ગરધાનરે ॥૫॥
પ્રીત કરીને પાથરણાં પથરાવીરે
દસરથ રાયને જનક મળ્યા છે આવીરે ॥૬॥
રામ લક્ષ્મણ બેઉ લાગ્યા પિતાજીને પાયરે
અવધ ઇશને હૈડે હરખ નમાયરે ॥૭॥
એકએકને ભાઇ મળ્યા ઉમંગરે
તુલસી સુતને આનંદ વાધ્યો અંગરે. ॥૮॥

## ધોળ ૯ મુ ઢાળ ફેર

અણીરૂધજીની ધોડલીની ટુંકી ચાલ એ રાગ.

જીરે જનક ભોવન અતિ શોભિતુ
બાંધ્યાં પટકુલ નાંના ભાત્ય જનકજીના માંડવે.
સખી ચંદરવા ચોપાસમાં.
માંહ્યે વેલડીની જાત્ય જનકજીને માંડવે ॥૧॥
મોટા મંડપ છાયારે મોગરે.
માંહે કુસુમકળીના હાર જનકજીને માંડવે.
સખી શેરી સમારીરે ફુલડે,
રૂડા કનક કળશ ધર્યા દ્વાર, જનકજીને માંડવે. ॥૨॥
જીરે સ્થંભ રચ્યા મણી હીમનાં.
માંહ્યે રંભાદિકનાં રૂપ જનકજીને માંડવે.
બહુ કેતુ પતાકાને વાડીયો.
જડયાં માણુક મોતીઅનુપ જનકજીને માંડવે ॥૩॥
ત્યાંતો તોરણ બાંધ્યાંરે બારણે.
મળી માનુની મંગળ ગાય, જનકજીને માંડવે.
જીરે ચિત્રામણ ચોદ લોકનાં,
તેની શોભા વરણી ન જાય, જનકજીને માંડવે. ॥૪॥
જોતાં બ્રહ્માદિક ભુલાપડયા
વેનો ધડનારો કોઈ આન, જનકજીને માંડવે.
જોવા દેવ લોક સહુ આવીયા
ગઇ સુરીનર કેરી જાન જનકજીને માંડવે ॥૫॥
સોહિએ ગોખ જરૂખાને બારીયો
માંહ્ય મણી દીપકની જોત્ય જનકજીને માંડવે
સીઆ તુલસીના સુતને દયા કરો
આવ્યો બાળકતમારી ઓથ જનકજીને માંડવે ॥૬॥

## ધોળ ૧૦ મુ રાગ ઉપરનો.

પછે ભોજંન કરાવ્યારે ભાવતાં
નારી વાંકાં વદે છે વેણ કુંવરજી ઘોડે ચઢયા
હેલી ચાર કુંવરની શોભા ભલી
શોભે અંબુજ સરખા નયણ કુંવરજી ઘોડે ચઢયા ॥૧॥
રાજા જનકે ગુરૂજી બોલાવીયા,
સ્વામી શાંને કરોછો વાર કુંવરજી ઘોડે ચઢયા
તમે વેગે બોલાવો બરાતને
હવે લગ્ન થયું નીરધાર, કુંવરજી ઘોડે ચઢયા ॥૨॥
બહુ છેલ છબીલારે છોકરા
માંહે જુગલ જુગલની જોડય કુંવરજી ઘોડે ચઢયા
વળી કેશરીઆ કહું કેટલા,
કરે એક એકની હોડય, કુંવરજી ઘોડે ચઢયા ॥૩॥
વરચારૂ ચતુર અતી રૂડલા,
કર કનક કડાંમણી હાર, કુંવરજી ઘોડે ચઢયા.
કંઠી કંદોરા છેરે હામના,
ધર્યા મુસ્તક મોળીયાં સાર, કુંવરજી ઘોડે ચઢયા ॥૪॥
જેવાજી રઘુવર-રાજતા,
તેતો ધરણી ધરે નહીં ચરણ, કુંવરજી ઘોડે ચઢયા.
જયમ કામ તોરી થઇ આવીયો.
વેગ પવન શોહે શાંમ કરણ, કુંવરજી ઘોડે ચઢયા ॥૫॥

રૂડાં પાથરણાં પથરાવીયાં.
બહુ પીત્તાંબર દોશાલ, કુંવરજી ઘોડે ચઢયા.
સીયા તુલસીના સુતને દયા કરો.
આવ્યો ઓધ્ય તમારો બાળ કુંવરજી ઘોડે ચઢયા ॥૬॥

### ધોળ ૧૧ મું રાગ ઉપરનો.

સખી જનકરાયને આંગણે,
હેતે હેડેરે કુંવર કેસરી જાય, રઘુવર તોરણ આવીયા.
મ્હેતો સેરી સુગંધ સીંચાવીઆ
ચોદા ચંદનરે અતી છાંટણાં થાય, રઘુવર તોરણ ॥૧॥
રૂડાં મુકતા ફુળનેરે મોગરા
લક્ષ્મી માળણરે લેઇ આવી છે ખુંપ. રઘુવર તોરણ
ત્યાંતો જુવતીનાં જુથ્થ ટોળે મળી
દેતી ગાળોરે અતી પરમ અનુપ. રઘુવર તોરણ ॥૨॥
સીયામાત સોના કેરી થાળમાં,
ધર્યાં સંપુટરે માંહે કંકુને ફુલ. રઘુવર તોરણ આ.
વળી સીફળ ફોફળ મંજરી
બીજી મંગળરે માંહ્ય વસ્તુ અમુલ્ય. રઘુવર તો ॥૩॥
ત્યાંહાં ધુંશળ મુશળ સોભતાં
લાવ્યાં રવૈઆરે વળી તીરને ત્રાક. રઘુવર તો.
સાસુ પુંખણીઆં પ્રીત્યે કરે
નાખે શરીઆરે હેતે ખેંચે છે નાક. રઘુવર તો. ॥૪॥
એંડી પેંડી ઉતારેછે આરતી
લે છે બારણાંરે કરી ઘુંઘટ ઓટ. રઘુવર તોરણ

સ્વામી તુલસીદાસનારે સુતને,
રટે રેહજયોરે તમ નામનીચોટય. રઘુવીર તો. ॥૫॥

ધોળ ૧૨ મું ઢાળ ફેર.

સખી ચૌદ લોકનીરે શોભા સંકેલી.
સહુ ભેળી કરીનેરે, જનક મંડપ મેહેલી. ॥૧॥
સુરી નર સહુ કહે છેરે, વેહેવાઇ બે જેવા,
જોયા ત્રણ ભુવનમાંરે નથી બીજા એવા ॥૨॥
સતાનંદ સૌકોરે, સીયા લાવ્યા ચોરી
કોકીલાસ્વરેરે મળી ભામની ગોરી ॥૩॥
સુકજીને સારદારે સનકાદિક સંગે
બ્રહ્માદિક શંભુરે થયા બ્રામણ રંગે ॥૪॥
આવ્યા બ્રહ્મપતિ ભુતળરે વર્સીષ્ટ વદે વાણી
ઇંદ્ર પુષ્પની વ્રષ્ટીરે કરે મંગળ ભણી ॥૫॥
વિશનું કનકની ચોરીરે મુની વરવેદ ભણે
શીયા હાથ સમરપ્યોરે જનકે રઘુનાથ તણે ॥૬॥
કન્યા નામ માંડવીરે ભરથવાણે દીધી
ઉરમોલા છે ઉત્તમરે લક્ષમણજીએ કરલીધી ॥૭॥
સુતીં કીરતી સારજરે, શતરૂહન સાથ કરી
ખેડા ગાંઠણાં કીધાંરે ચાંદલો સીસધરી ॥૮॥
ફરે મંગળ ફેરારે આનંદ ઉર આણી
સ્વામી તુલસી સુતનો કોણ શકે જાણી ॥૯॥

ધોળ ૧૩ મું. ઢાળ ફેર.

મેતો કોડે પગરણ માંડીયાંરે. એ રાગ.

**પેહેલે મંગળ આપ્યાં ગોગજદાજી, જનક જગ માંડીયોરે.**
**બીજે મંગળ માણક મોતીથાળ. જનક જગ માંડીયોરે. ॥ ૧ ॥**

ત્રીજે મંગળ ધોરી તોરી જોડાય. જનક જગ માંડીયોરે.
ચોથે મંગળ ભોમીરથ કરોડય જનક જગ માંડીયોરે. ॥ ૨ ॥
વરંકન્યાતો વરત્યાં મંગળ ચાર. જનક જગ માં૦
અરસપરસે ત્યાં આરોગ્યાં કંસાર. જનક જગ૦ ॥ ૩ ॥
સારદા ઉભાં સીતાજીને સાહી. જનક જગ૦
કોડીટયો તો ચાલ તમારો બાઈ. જનક જગ૦ ॥ ૪ ॥
ગોરી કહેછે વરરાજાજીલાલ. જનક જગ૦
વીંટીટયો તો ઘરમાં થાસે ચાલ. જનક જગ૦ ॥ ૫ ॥
હાસી રૂપે રતી ઉતારે લુંણ, જનક જગ૦
શૈલસુતા બ્રહ્માણી ગાય ગુણ. જનક જગ૦ ॥ ૬ ॥
સચી સંગાતે દેવ તણી કંન્યાય. જનક જગ૦
સુધ્ધી બુધ્ધી ભાવની ભાંમાગાય. જનક જગ ॥ ૭ ॥
ચારે મુક્તિ ચાર પદારથ થીર. જનક જગ માંડીયોરે.
અષ્ટમાદિક સીધી ભરે છે નીર. જનક જગ માં૦ ॥ ૮ ॥
ગાંધ્રવ થયા ચારણને ભાટ, જનક જગ માંડીયોરે.
ઉરવસી ત્યાં કામ કળાનો ઠાઠ. જનક જગ માંડી૦ ॥ ૯ ॥
છત્ર લેઇને સેવ રહયા છે છાઇ. જનક જગ માં.
પવન કરે છે પંખો ચરણે ધાઇ. જનક જગ માં૦ ॥ ૧૦ ॥
લોક ચતુર્દશ જય જય ધુની થાય. જનક જગ.
તુલસી સુત ત્યાં વેગેવારી જાય. જનક જગ૦ ॥ ૧૧ ॥

ધોળ ૧૪ મું ઢાળ ફેર.

સીતારામ જોડી શુભકારી, ભરત શત્રુ હનવામ દુઆરી.
લક્ષ્મણસંગેરૂપઉજીઆરીતોકુંવરીકુંવરઅતીશોભીતારે ॥૧॥
આર્તી ઉમંગે સુનેના ઉતારે, જનકરાય ત્યાં તનમન વારે,
બાળદીધીઅમેશરણ તમારેતો કૃપાદષ્ટ કરીધારજ્યોરે ॥૨॥

પુરવાસી સહુ હેતા માન ગજ ઘોડા કરી તતપર જાન
ચાલે વેગે વધેઆ વાંગડીયાં નીશાનતો કુંવરી ॥૩॥
આવ્યા અવધે આનંદ અતાભારી મંગળગાન કરે શુભનારી
દેવ પુષ્પ પ્રષ્ટી કરે જયજય ઉચ્ચારી તો કુંવરી કુંવર ॥૪॥
નામણ દીવા છે કેકે હાથે ધુપ આરતી સુમિત્રા સાથે
કૌશલ્યા પુખે ભલી ભાત્યે તો કુંવરી કુંવર અતી ॥૫॥
અખીલલોક સોહુરખ્યા રેહેલી કુળ વધુએ મુરજાદા મેલી
કન્યા મુખ જોવા થઇ ઘેલીતો કુંવરી કુંવર અતી શોભી ॥૬॥
એ સુખ સાગરનું નહિં લેખું ભુવન ભુવનમાં આનંદ દેખું
દુખનું મુળ રહ્યું નહીં એકતો કુંવરી કુંવર અતી ॥૭॥
વાલમીકને સુકજીરાય નિગમ સારદા રાજી થાય
તુલસી સુતકયમ કરી ગાયતો કુંવરી કુંવર અતી ॥૮॥

વાળ ૧૫ મું ઢાળ ફેર.

છોડો છોડો છબીલા દોરડો,-છોગાળા છેલી
લાજ મુકીને આવે ઓરડો છોગાળા છેલી ॥૧॥
અટપટી અઘરી છે આંહુરે છોગાળા છેલી
બ્રાહ્મણ વાળી છે ગાંઠયરે છોગાળા છેલી ॥૨॥
તમ સરખુ કોણ ચતુર છે છોગાળા છેલી
સકળ કળા સંપુર છે છોગાળા છેલી ॥૩॥
અરસ પરસ ઉમંગમાં છોગાળા છેલી
રામ જાનકી રંગમાં છોગાળા છેલી૦ ॥૪॥
તતપર થઇને છોડીયે છોગાળા છેલી
જનક સુતાનું માન મોડીએ છોગાળા છેલી ॥૫॥
નાવે મુનીના ધ્યાનમાં છોગાળા છેલી
અબળાએ ગાયા ગાનમાં છોગાળા છેલી. ॥૬॥

લોકીક કરવા હરી ધસ્યા છોગાળા છેલી
સ્વામી તુલસી સુતનો ત્યાં હસ્યા છોગાળા છેલી ॥૭॥

ધોળ ૧૬ મું. રાગ ઉપરનો.

છોડ[illegible] છોડય છબીલી દોરડો, લાડકડી લાડી.
જોર નહિં ચાલે કંઇ તોરડો. લાડકડી લાડી૦ ॥ ૧ ॥
સુતે ના માડી તેડાવીએ. લાડકડી લાડી
જનક પિતાને કહાવીએ, લાડકડી લાડી૦ ॥ ૨ ॥
ગાંઠયો વાળી છે વસીષ્ટાની, લાડકડી લાડી.
આરાધન કરો તમારા ઇષ્ટની, લાડકડી લાડી૦ ॥ ૩ ॥
જે તે ઉપાય કરી છોડીએ, લાડકડી લાડી૦
નારે ચાલે તો કરજોડીએ, લાડકડી લાડી૦ ॥ ૪ ॥
ધીગો છે ધાગો ગેરનો, લાડકડી લાડી૦
ઉપાય નથી એક શેરનો, લાડકડી લાડી૦ ॥ ૫ ॥
ઝાઝુ કર્યે શું થાય છે, લાડકડી લાડી૦
અધિક અધિક ઉલઝાય છે, લાડકડી લાડી૦ ॥ ૬ ॥
આનંદ ઓછવ જોઇને, લાડકડી લાડી,
તુલસીનો સુત રહયો મોહીને. લાડકડી લાડી૦ ॥ ૭ ॥

ધોળ ૧૭ મું. ઢાળ ફેર.

ત્રાંબાકુંડી તે નગર સોહામણી. એ રાગ

જીરે દસરથ નગર બરાબરી,
નાવે બ્રહ્મારે શીવ ઇંદ્રિનું ધામ, અવધપુર આંબો મોરીઓ.
જોઈ વિશ્વ કર્મા વિસ્મે થયા.
અલોકીકરે એછે નૌતમકામ અવધપુર આંબો મોરીઓ. ॥૧॥
રઘુનાથ સદનમાંરે સંચર્યા,
કન્યા જનકનીરે, દસરથજીનો લાલ, અવધપુર૦

પ્રભુ સિંહાસન પધરાવીઆ,
જોડી સોહિએરે જાણયે કનક તમાલ અવધપુર. ॥૨॥
જીરે સંવત અઠાર સતાવનો.
વૈંશાખ મહિનોરે દિન મંગળવાર. અવધપુર.
તે દહાડે દયા કરી દાસને,
ગાયો વીવારે રઘુનાથનો સાર. અવધપુરી. ॥ ૩ ॥
જયમ સાગર છીપ ખુટે નહીં,
ત્યમ નાવેરે પ્રભુ ગુણ તણો છેક કે અવધપુર
જીરે લોક લોક સહુ જંતમાં
છડી વાજેરે રાજારામની એક અવધપુર૦ ॥૪॥
પ્રભુ જનમો જનમ હું અવતરૂં
ત્યાંહું થાજયોરે તમારા ચરણની આશ અવધપુર
સુત તુલસીદાસનો તમ થકો
નીત્ય રહે છેરે નીજ સ્વામીનો પાસ અવધપુર ॥૫॥

સંપુર્ણ

ઇતીશ્રી સીતાજીનો સ્વયંવર તુલસી સુતકૃત સંપુર્ણ જુની પ્રત્ય ઉપરથી ઉતારી છપાવા આપનાર વૈષ્ણવોનો દાસાનુંદાસ ત્રિભોવનદાસ અમથાલાલ મેહેતા રેહેવાસી મોજે તોરણા તાલુકે કપડવણજના ગામના જ્ઞાતે નાગર વીસનગરા બ્રાહ્મણના જે શ્રીકૃષ્ણ વાંચશો તોરણાના રણ છોડ ભકતના મંદીરની જુની પ્રત્ય ઉપરથી સુધારો કરી લખ્યો છે અશુધ્ય હોય તો હરી જનોએ સુધારી વાંચવા કૃપા કરવી મીતી સંવત ૧૯૫૭ ના ફાગણ સુદી ૪ ને શુકરવાર મુ. મોઠાસા

## જાહેર ખબર.



સરવે વઈશ્નવોને સદગ્રહસ્થોને ખબર આપવામાં આવે છે કે અમારે તાં નીચેની ચોપડીઓ મલે છે માટે જે સદગ્રહસ્થોને મંગાવવી હોય તેણે નીચેના સરનામે મંગાવી લેવી. ભારથ, રામાયણ, કાવ્યદોહન, અંબીકાકાવીય, ચોરાસી વીશ્નવની વારતા, ધોલપદ, સુરેખા હરણ, મછવેદ, અભેમન્યુ ચક્રાવો, નલાખ્યાન, ઓખાહરણ, વલભકત, વીશ્નવ નીતનીમ, ગોકલનાથજીના વચનામૃત, જ્ઞાન ઉપદેશ ભજનાવળી, જ્ઞાન સાગર ભજનાવળી, જ્ઞાનસાધન ભજનાવળી, જ્ઞાનોદય ભજનાવળી સામલાજીની ગરબાવળી જેમાં કૌરવ પાંડવનો સ્લોકો તા. કૃશ્નજીનો સલોકો, સુદામા ચરિત્ર, સુંદર વીલાસ, ચતુર સ્ત્રી વીલાસ ગરબાવલી મોટી, આ સીવાય ઘણી જાતના પુસ્તકો અમારે તાંથી મળશે જેમને જોઇએ તેમને પઈસા પહેલેથી મોકલવા નહીંતો વે. પેઠથી મોકલવામાં આવશે નોટપેટ કાગળ લેવામાં આવશે નહી. ચોપડીઓ વેચનાર.

સા० પ્રેમચંદ હઠીસંઘ.

અમદાવાદ ફતાસાની પોળમાં.